# ધી સુરત નાગર એસોસીએશને

દુકાળમાં પીડાતા અનાથનાં દુઃખ નિવારણાર્થે
ભજવી બતાવેલા

## ધર્મોદ્ધા

નાટ્ય પ્રયોગનો સાર
તથા તેમાંનાં

## ગાયનો.

પ્રસિદ્ધ કરનાર
સુરત નાગર એસોસીએશન.

સુરત.
હરી મિત્ર પ્રેસમાં કાશીદાસ ભગવાનદાસે છાપ્યાં

તા૦ ૨૫મી મે ૧૯૦૦ સંવત ૧૯૫૬

કિંમત આના બે.

૭૩૩૨

ॐ

श्री तत्सत्परमात्मने नमः

શ્રી હાટકેશ્વરાય નમ :

# સુરત નાગર એસોસીએશન તરફથી ભજવવામાં આવનાર એમેચ્યુર પરફોમન્સ (નાટય પ્રયોગનો) ટુંક હેવાલ.

અંક ૧ લો.

(પ્રવેશ. ૧)

ઇશ્વર પ્રાર્થના.

અંગ્રેજી પ્રોલોગ.

---

(પ્રવેશ. ૨ જો)

અંગ્રેજી પ્રખ્યાત નવલકથાકાર ડીકીન્સની પીકવીક પેપર્સ નામની નવલ કથામાંથી પીકવીકની ટ્રાયલનો સીન—ઈંગ્લંડની કોર્ટનો આબેહુબ દેખાવ—કાઉન્સેલના છટાદાર ભાષણો—ત્રણ સાહેદની જુબાની.

મીસ્ટર પીકવીક મીસીસ બારડેલ નામની વિધવાને ત્યાં ગોસવેલ સ્ટ્રીટમાં રહેતા તે દરમ્યાન પીકવીકની મીસીસ બારડેલ સાથેની વર્તણુકને લીધે મીસીસ બારડલ એના ઉપર ડોડસન અને ફોગ નામના સોલીસીટરની પેઢીની ઉસકેરણીથી લગ્નનો કોલ તોડવા માટે ૧૫૦૦ પાઉંડનો નુકસાનીનો દાવો માંડે છે. વાદીના જુનીઅર કાઉન્સલ મી૦ સ્કીંપાનનું ઓપનીંગ ભાષણ વાદી તરફથી થાએ છે. ત્યાર પછી સારજંટ બઝફઝ છટાદાર ભાષણ કરે છે ને ટોમસ કલપીન્સની જુબાની લે છે. બઝફઝનો જુનીઅર મી૦ સ્કીપીન ત્યાર પછી જુને થેનીઅલ વીંકલ નામના પીકવીકના દોસતદારની જુબાની લે છે. બઝફઝ પીકવીકના નોકર સેમવેલરની શાહેદી લે છે, ન એ શાહેદ પાસેથી પોતાના ફાયદાનું કંઇ પણ કઢાવી શકયો નહિં તેથી સારજંટ બઝફઝ ચ્હીડાઇને બેસી જાએ છે. ત્યાર પછી પ્રતિવાદી પીકવીકનો કાઉન્સેલ સારજંટ સ્નબિન પોતાના અસીલ તરફથી કંઇ પુરાવો આપવો નથી એમ જાહેર કરે છે, ને ભાષણ કરે છે. ભાષણ પુરૂં થયા પછી જસ્ટીસ સ્ટારલે જ્યુરીને ચાર્જ આપે છે. જ્યુરી કોર્ટમાંજ મસલત કરીને ફોરમેન માર્ફતે પોતાનું વરડીકટ વાદીના તરફેણમાં આપે છે ને ૭૫૦ પાઉંડ પ્રતિવાદી પાસેથી નુકશાનીના અપાવે છે. પોતાના સામે ફેંસલો થયાથી પીકવીક ગુસ્સે થાએ છે. ને ડોડસન ને ફોગ જીત્યા તેથી ખુશ થતા કોર્ટમાંથી જાએ છે. એ પછી કોર્ટ ઉઠી જાએ છે.

---

# અશ્રુમતિ

શ્રી જ્યોતિરિન્દ્રનાથ ઠાકુરના બંગાળી ઉપરથી ગુજરાતીમ

રા૦ રા૦ નારાયણ હેમચંદ્રે રચેલાં અશ્રુમતી નાટકના કેટલા દેખાવો.

---

### પ્રવેશ ૧

મેવાડનો રાણો પ્રતાપસિંહ મેવાડના એક વનમાં પ્રવેશ કરે છે. અકબરની જોડે લડતાં પોતાનો દેશ છોડીને જવું પડે છે તેથી પ્રતાપસિંહ શોક કરે છે ને દેવીની પ્રાર્થના કરે છે. એટલામાં ભામશા, પ્રતાપસિંહનો મંત્રી, સૈન્ય સાથે પ્રવેશ કરે છે. ને પોતાનું ધન રાણાને આપે છે. એ વાત ચાલે છે એટલામાં એક સૈનિક આવે છે ને વિકાનેરના રાજકુમાર પૃથ્વીરાજનો પત્ર આપે છે, ભામશા રાણાના કહેવાથી પત્ર વાંચે છે. એ પત્રમાં રજપુતો બધા અકબરને તાબે થઇ ગયા છે, ફક્ત પ્રતાપસિંહ સામો થયો છે, ક્ષત્રિઓનું શુરાતન નાશ થવા આવ્યું છે વગેરે લખી પૃથ્વીરાજ પ્રતાપને મીનો ચડાવે છે. પછી ભામશાની સલાહથી રાણો લશકર સાથે દેવેયર તરફ શાબાજખાન સાથે લડવા જાએ છે.

---

### પ્રવેશ ૨

ફરીદ પ્રવેશ કરે છે. અશ્રુમતીને પોતે લઇ જવામાં ફાવ્યો તેથી ખુશીનું ગાયન ગાએ છે. એટલામાં સેલીમ આવીને અશ્રુમતીને પોતે લઇ જવાનો નિશ્ચય કરે છે.

---

### પ્રવેશ ૩

સેલીમ, (અકબરનો પુત્ર) તથા ફરીદ પ્રવેશ કરે છે. સેલીમ અશ્રુમતીના પોતાની સાથે લગ્ન કરવા બાબત વાત કરે છે.

એક ચોપદાર પ્રવેશ કરે છે ને પૃથ્વીરાજ મળવા ચાહે છે એમ જાહેર કરે છે.

પૃથ્વીરાજ પ્રવેશ કરે છે. સેલીમ અને પૃથ્વીરાજ વચ્ચે રજપુતોને મુક્ત કીધા તેના રૂપીઆ બાબત વાત થાએ છે. પૃથ્વીરાજ અશ્રુમતીને મુક્ત કરવાનું કહે છે. અશ્રુમતીની મુક્તિને માટે પ્રાણ સુદ્ધાં આપીશ એ પૃથ્વીરાજના વચન સાંભળીને સેલીમના મનમાં વિચાર આવે છે. ફરીદ અશ્રુમતિના સેલીમ પ્રત્યેના પ્રેમ બાબત સંદેહ પેદા કરે છે.

---

## પ્રવેશ ૪.

શુકતસિંહ પ્રવેશ કરે છે. અશ્રુમતીને પૃથ્વીરાજ સાથે પરણાવવાનો મનમાં નિશ્ચય કરે છે. એટલામાં પૃથ્વીરાજ પ્રવેશ કરે છે. એની જોડે વાત કરતાં અશ્રુમતીના લગ્નની વાત શુકત સિંહ કહાડે છે ને કોઇ પાત્ર નહિં મળે તો પૃથ્વીરાજે અશ્રુમતી સાથે લગ્ન કરવું એવું વચન લે છે.

ફરીદ છાનામાના શુકતસિંહને પૃથ્વીરાજની વાત સાંભળે છે ને વચમાં દાખલ થાએ છે. શુકતસિંહ પ્રથમ ગુસ્સે થાએ છે, પણ પાછળથી ફરીદનો વિચાર તેના જેવોજ છે એમ જાણી શાંત થાએ છે ને પછી બધા જાએ છે.

---

## પ્રવશ ૫.

પ્રતાપસિંહ શોક કરતો પ્રવશ કરે છે. રક્ષક આવે છે. અકબરનો દૂત પ્રવેશ કરે છે. ને અકબર હવે કંઇ જુલમ કરશે

નહિં એવો સંદેશો કહે છે. પ્રતાપસિંહ ગુસ્સે થાએ છે ને પોતે અકબર જોડે રણક્ષેત્રમાં લડવાની રાહ જુએ છે એવો સંદેશો દૂત જોડે કહેવડાવે છે.

---

## પ્રવેશ ૬

પૃથ્વીરાજ વિચાર કરતો પ્રવેશ કરે છે. હજુ પાત્ર જડયું નહિં તેથી દલગીર થાએ છે.

શુકતસિંહ પ્રવેશ કરે છે. અશ્રુમતી બાબત પૃથ્વીરાજ જોડે વાત કરે છે. આખરે પૃથ્વીરાજ અશ્રુમતીને મળવાનું કબુલ કરે છે.

---

## પ્રવેશ. ૭.

પૃથ્વીરાજ તથા શુકતસિંહ પ્રવશ કરે છે. પૃથ્વીરાજને એક ખંડમાં બસવાનું કહી શુકતસિંહ અંદર અશ્રુમતી પાસે જાએ છે. પૃથ્વીરાજ અશ્રુમતીની કાંતિ તથા સૌંદર્યથી ચકિત થાએ છે ને તેનું વર્ણન કરે છે.

સેલીમને ફરીદ આવે છે. સેલીમ પૃથ્વીરાજને પુછે છે કે તે કોના હુકમથી આવ્યો ? પૃથ્વીરાજ ગુસ્સામાં ચાલ્યો જાએ છે. ને જતાં જતાં કોની રજાથી પોતે ત્યાં આવ્યો તે બાબત શુકતસિંહને પુછવાનું કહે છે. સેલીમ શુકતસિંહને તેડી લાવવાનો ફરીદને હુકમ કરે છે.

---

## પ્રવેશ. ૮.

સેલીમ પૃથ્વીરાજને કેદખાનામાં નાંખવાનો પેહેરેગીરને હુકમ કરે છે.

ફરીદ ને શુકતસિંહ પ્રવેશ કરે છે. શુકતસિંહ પૃથ્વીરાજને કેદખાનામાં નાંખવાનું સાંભળી ગુસ્સે થાએ છે. શુકતસિંહે અશ્રુમતીના પૃથ્વીરાજ જોડે વિવાહની વાત કહી. સેલીમે તે વાત પસંદ રાખી નહિં ત્યારે શુકતસિંહે બીજુ પાત્ર ખોળવાનું કબુલ કર્યું. શુકતસિંહ જાએ છે.

સેલીમ ને ફરીદ પૃથ્વીરાજની સજા બાબત વાત કરે છે.

---

## પ્રવેશ. ૯.

શુકતસિંહ ને ફરિદ પ્રવેશ કરે છે. શુકતસિંહ અશ્રુમતીને બળ વાપરીને સેલીમથી બચાવવાનો વિચાર કરે છે.

---

## પ્રવેશ ૧૦.

પૃથ્વીરાજ ચિંતા ગ્રસ્ત દેખાય છે. ને અશ્રુમતીને શી રીતે છોડવવી તેનો વીચાર કરે છે. નેપથ્યમાં ગાયન સંભળાય છે તે મલિનાનું હોય એમ લાગ્યાથી વિચારમાં પડી જાએ છે.

એટલામાં ફરીદ પ્રવેશ કરે છે ને પૃથ્વીરાજને છોડવાનો હુકમ થયો છે તે કહે છે. પૃથ્વીરાજને છોડવનાર અશ્રુમતી છે એવું ફરીદને મ્હોડેથી સાંભળી પૃથ્વીરાજ ખુશી થાએ છે. અશ્રુમતીનો પૃથ્વીરાજપર પ્રેમ છે એમ એની દાસી પાસેથી સાંભળ્યું છે એમ કહીને ફરીદ પૃથ્વીરાજનું વિશ્વાસ પાત્ર થાએ છે ને એક પ્રેમ પત્ર લખવાનું કહે છે. પૃથ્વીરાજ ભોળવાઇ જઇને પત્ર ફરીદના હાથમાં આપે છે. તે પત્ર લઇ ફરીદ જાએ છે.

## પ્રવેશ. ૧૧.

સેલીમ પ્રવેશ કરે છે. અશ્રુમતીનો પોતાનાપર પ્રેમ નથી એમ સન્દેહ કરે છે. એટલામાં ફરીદ પ્રવેશ કરે છે ને પૃથ્વીરાજનો લખેલો પત્ર સેલીમને આપે છે. સેલીમ ગુસ્સે થાએ છે.

---

## પ્રવશ. ૧૨.

સેલીમ તથા ફરીદ આવે છે ને એક ખૂણામાં ઉભાં રહે છે.

એટલામાં પૃથ્વીરાજ આવે છે. તેને જોઇને સેલીમ ગુસ્સે થાએ છે ને તરવારથી ઘાયેલ કરે છે. ફરીદ પણ તરવારનો ઘા કરે છે. પૃથ્વીરાજ ઘાયલ થઇ પડે છે.

એટલામાં શુકતસિંહ પ્રવેશ કરે છે. પૃથ્વીરાજને પડેલો જોઇ ક્રોધાયમાન થાએ છે. શુકતસિંહ એક પત્ર સેલીમને આપે છે. પત્ર વાંચી સેલીમ વિચારમાં પડે છે ને બધું ફરીદનું કાવત્રું છે એમ ખાત્રી થાયે છે ને ફરીદને તરવારના ઘાથી મારી નાંખે છે.

---

(અંગ્રેજી કવિ તથા નાટયકાર ગોલ્ડસ્મીથના શીસ્ટુપ્સ ટુ કોન્કર નામનાં નાટકનો એક હાસ્ય જનક દેખાવ.)

## પ્રવેશ ૧ લો.

મી૦ હાર્ડકેસલ એક જુના વખતનો સાદો સદગૃહસ્થ ત્રણ ચાર ચાકરો સાથે પ્રવેશ કરે છે.

મી૦ હાર્ડકેસલ પોતાને ઘેર પોતાના મિત્રનો છોકરો ને પોતાની છોકરીનો ધારેલો વર આવવાનો છે તેની આગતાસ્વાગતા કરવા

માટે ઘરમાં બરાબર બ્યવસ્થા કરવાનું ચાકરોને કહે છે તથા પરોણા ટેબલે જમવા બેઠા હોય તે વખતે શી રીતે વર્તવું તે શીખવે છે. પણ ચાકરો જે રીતે વર્તવાનું શીખવેલું તે બધું ભુલી ગએલા તેમને ફરીથી કવાયત શીખવતી વખતનો રમુજી તથા હાસ્યજનક દેખાવ થાય છે. મી૦ હાર્ડકેસલ ગુસ્સે થાએ છે. એટલામાં ગાડીનો અવાજ સંભળાય છે તે વખતે પરોણાની ગાડીનોજ હશે એમ ધારી મી હાર્ડકેસલ દરવાજે પરોણાને લેવા જાએ છે. ચાકરો દરેકને આપેલી જગ્યા ભુલી ગયા છે તેથી ગભરાટમાં ત્યાંથી જતા રહે છે.

---

## પ્રવેશ ૨ જો

એક ચાકર મી૦ માર્લોને હેસ્ટીંગ્સ સાથે પ્રવેશ કરે છે. રસ્તામાં એક એલ હાઉસમાં પાસે કંઇ ધન એટલે ઉતારો મળશે કે કેમ તે બાબત પુછતાં કામએ મી૦ હાર્ડકેસલના ઘરની ધન તરીકે નિશાણી આપી તેથી માર્લો તથા હેસ્ટીંગ્સ હાર્ડકેસલના ઘરને ધન જાણે છે તેથી જેવી સ્વતંત્રતાથી ધનમાં વર્તતા હોય તેમ અહીંઆ વર્તે છે ને વાત કર્યા કરે છે.

એટલામાં મી૦ હાર્ડકેસલ પોતાના પરોણાને માન આપવા આવે છે. મોર્લો ને હેસ્ટીંગ્સ હાર્ડકેસલને સાધારણ (ઉતારાનો માલીક) inn keeper. ધારે છે તેથી વગર સભ્યતાએ વાત કરે છે.

મી. હાર્ડકેસલ પરોણાની આવી વર્તણુક જોઇને આશ્ચર્ય પામે છે. પછી આવી ભુલ ભુલામણીથી ઘણી - હાસ્યજનક વાત થાએ છે.

# અંક બીજો.

## (અંગ્રેજી નાટકકાર શેકસપીયરના હેમલેટનો ઘોસ્ટસીન.)

---

### પ્રવેશ ૧લો.

હેમલેટ, ડેન્માર્કના મરી ગએલા રાજાનો પુત્ર, પોતાના મિત્ર હોરેશીઓ તથા અમલદાર મારસેલસ સાથે પ્રવેશ કરે છે. હેમલેટ પુછે છે કે કેટલા વાગ્યા હશે? એટલામાં નેપથ્યમાં રણસીંગડાનો અવાજ થાએ છે. હોરેશીઓ પુછે છે કે એ બધો અવાજ શા માટે થાએ છે. હેમલેટ જવાબ આપે છે કે આજે રાતના રાજા મિજબાની આપે છે તેથી રણસિંગડાનો અવાજ થાએ છે. એવી મીજબાનીથી બીજી પ્રજાઓ ડેન્માર્કની મજાક કરેછે ને એથી ઘણા ગેરફાયદા થાએ છે એમ હેમલેટ કહે છે. એટલામાં એક ઘોસ્ટ (ભૂત) પ્રવેશ કરે છે. તેને જોઇને હેમલેટ ઘણોજ ગભરાઇ જાએ છે, ને કોણ હોશે તેના વિચારમાં પડી જાએ છે. ઘોસ્ટ (ભૂત) હેમલેટને પોતાની પાછળ આવવાને ઇસારત કરે છે. હોરેશીઓ તથા મારસેલસ હેમલેટને જવાની ના કહે છે પણ હેમલેટ માનતો નથી ને પાછળ જાએ છે. હોરેશીઓ ને મારસેલસ પણ પાછળ જાએ છે.

---

### પ્રવેશ. ૨.

ઘોસ્ટ ને હેમલેટ આવે છે. ઘોસ્ટ પોતાનો વૃત્તાન્ત કહે છે. હેમલેટના કાકાએ તેને શી રીતે માંરી નાંખ્યો, પોતાની સ્ત્રી એટ

એ હેમલેટની માને ફોસલાવી તેની જોડે નીચવર્તન કર્યું, બાગમાં હમેશની માફક તે સુતો હતો તે વખતે પોતાના ભાઈએ આવીને કાનમાં કંઇ ઝેરી દવા રેડીને પ્રાણ લીધો, પ્રજામાં એમ વાત ચલાવી કે સાપના ડંખથી તે મરણ પામ્યો વગેરે ઘણા આવેશ ભરેલા શબ્દોમાં સર્વ કહી સંભળાવે છે. ઘોસ્ટ આખરે વેર લેવાનું કહે છે. એ બધું સાંભળી હેમલેટ ઘણો ગુસ્સે થઇ જાય છે ને બાપનું વેર લેવાનો દૃઢ નિશ્ચય કરે છે. એટલામાં હોરેશીઓ ને મારસેલસ પ્રવેશ કરે છે. ઘોસ્ટ જોડે હેમલેટને શું વાત થઇ તે પુછે છે ત્યારે ઘણી આનાકાનીએ તથા કોઇને એ ગુપ્ત વાત કહેવી નહિં એવું વચન બન્ને પાસેથી લેઇ હેમલેટ સર્વ વાત તેમને કહે છે. એ કબુલાત લીધા પછી હેમલેટ વગેરે જાએ છે.

---

# હોમલો હાઉ.

મુંબઇના જાણીતા પારસી લેખક મી૦ બમનજી કાબરાજીની કલમથી લખાયલા હાસ્યજનક ખેલમાંના દેખાવો

---

## પ્રવેશ ૧

હોમલા હાઉના ઘરમાં તેનો ચાકર એદલ હરીમ ઈંડા ખાતો ખાતો બેઠો છે એટલામાં તેનો શેઠ હાઉ તેને બોલાવતો આવે છે અને તે બહુ ઈંડા ખાય છે-તે બાબત ઠપકો દે છે. પછી બંને જણ એક બીજાની કુનેહનાં વખાણ કરે છે. પ

છી નવલશાના છોકરા સોરાબની સાથે આવેલી બાઇ તેની સ્ત્રી છે કે નહીં તે વિષે હાઉ એદલ પાસેથી ખાત્રી કરે છે. છેવટે સોરાબ તે દિવસે મળવા આવવાનો છે માટે તેના બાપ નવલશાનું વિલ તૈયાર રાખવાનું કહે છે. એટલામાં સોરાબ આવી બારણું ઠોકે છે. હાઉ ઘરમાં જાય છે તથા એદલ સોરાબને ઘરમાં લાવી દિવાનખાનામાં બેસાડે છે.

---

## પ્રવેશ ૨

એદલ સોરાબને કહે છે કે હાઉ ઘરમાં બંદગી કરે છે તે થોડા વખતમાં આવશે. તેઓ વચ્ચે સોરાબના બાપ નવલશા વિષે વાતચિત થાય છે એટલામાં હાઉ આવે છે, સોરાબને જોઇને તે ખોટી મમતા દેખાડે છે અને નવલશા તરફ તેનો પ્યાર કેટલો હતો તથા તેના મરણથી તેને કેટલો ગમ થયો તે કહે છે. એદલ એ બધી વાતમાં હસવું આવે એવી રીતે ટાપસી પુરે છે. કેટલીએક નકામી વાતચીત થયા પછી હાઉ નવલશાનું તૈયાર રાખેલું વિલ સોરાબને વાંચવા આપે છે જે વાંચી તે ઘણો દુખી થાય છે તથા હાઉ ને એદલ હરખાય છે. પણ સોરાબ એટલામાં સ્વસ્થ થઇ હાઉને કહે છે કે તે પરણેલો નથી અને તેથી તેના બાપનો બધો વારસો તેને મળી શકે એમ છે તે સાંભળી હાઉ ઘણો ગભરાઇ જાય છે ને સોરાબ તેનો તિરસ્કાર કરી ચાલ્યો જાય છે

---

## પ્રવેશ ૩

સોરાબ પોતે ઘરબાર વગરનો થઇ જવાથી ઘણો દુઃખી દે

ખાય છે તથા પોતાની વહુ મેહેરાના શા હાલ થશે તે વિષે ચિં તાતુર રહે છે એટલામાં તેના બાપનો વિશ્વાસુ મુનીમ શાપુર આવે છે અને તે સોરાબને દીલગીરીનું કારણ પૂછતાં હાઉને ત્યાં બને લી બધી હકીકત તેને કહે છે જે ઊપરથી તે વિલમાં કાંઇ દ ગો થયાનું શાપુરને લાગે છે અને તે દગો શોધી કાઢવાનું વચન આપી સોરાબને ધીરજ આપી તે જાય છે.

---

## પ્રવેશ ૪

હાઊને નવલશાની બધી દૌલત મળી તેથી ઘણો ખુશી થ યલો દેખાય છે. એટલામાં એદલ આવી વધામણી આપે છે અને નવલશાનું વીલ બાળી નાખ્યા બાબતની પરઠણુના રૂા. ૧૦૦૦ તથા વ્યાજ હાઉ પાસેથી માંગે છે જે આપવાની તે આનાકાની કરે છે અને બીજા દહાડાનો વાયદો કરી તે ચાલ્યો જાય છે. એટ લે એદલ પોતે મન સાથે વિચાર કરે છે કે તેણે વિલ બાળી ન હીં નાખતાં પોતાની પાસે રાખી મૂકયું તે ઠીક કીધું પણ તે મોટેથી બોલતો હોવાને લીધે શાપુર જે ત્યાં આવી પ્હોંચે છે તે સાંભળી લે છે અને તે વિલ તેની પાસેથી કઢાવવાની યુક્તિ શો ધે છે. એક બેવાર ઠોટી કરી તેના બદનમાં વિલ હોવાની ખાત્રી કરી લે છે પછી એદલ જોડે શેકહૅન્ડ કરતાં તે હાઉ જાણે એકદમ માંદો પડી ગયો હોય એવી ખોટી અસર તેના મનમાં પેદા કરે છે અને તે એકદમ મરી જશે એવી ધાસ્તી દેખાડી દાકતરને બોલાવવા શાપુર ચીઠ્ઠી લખે છે ને એદલને સુઇ જવા કહી ઓરડામાં મોકલે છે.

## પ્રવેશ. ૫મો.

દાકટર દોલી કમાણી ધંધા વગરના માંખ માર જેવા ફર્યા કરે છે તથા પોતાના કાકા શાપુરની દોલતનો ઉપયોગ દારૂ પીવામાં કરે છે તે વિષેનું ગાયન ગાય છે એટલામાં એક સીપાઇ આવી તેને શાપુરની ચીઠ્ઠી આપે છે.

---

## પ્રવેશ ૬ઠ્ઠા.

માંદા એદલને એક ખુરસી ઉપર બેસાડી શાપુર તેને ધીરજ આપે છે. એટલામાં દાકતર આવે છે. શાપુર દાકતરને એક બાજુપર લઇ જઇ કોઇપણ યુક્તિએ એદલનું બદન કઢાવવાની સુચના કરે છે. દાકતર આવી તેની નાડી—છાતી વગેરે તપાસી હકીકત પુછે છે. પછી છાતી તપાસવાને બ્હાને એદલનું બદન કઢાવે છે પણ તે સંભાળીને પોતાની બગલમાં દાબી રાખે છે પછી દાકતર તેની આંખો વિંચાવે છે, હાથ પગ લાંબા કરાવે છે એટલે શાપુર તે બદન લઇ જતો રહે છે. સંતાડેલું વિલ કાઢી બ્હાર આવે છે. પેલું વીલ એદલને બતાવે છે. તે ઘણો ગભરાઇ જઇ શાપુરને કરગરે છે. શાપુર તેને ધમકાવી તિરસ્કાર કરે છે.

---

પ્રખ્યાત કવિ ભવભૂતિએ રચેલા સસ્કૃત નાટક ઉત્તર રામચરિતનું ગુજરાતી ભાષાંતર સ્વર્ગવાસી સાક્ષર મણિલાલ નભુભાઇ દ્વિવેદીએ કરેલું તેમાંથી રામ-લવકુશનો મેળાપ થાયે છે તે દેખાવ. વાલ્મીકિ ઋષિનો આશ્રમ, ચંદ્રકેતુનો રથ.

---

## પ્રવેશ ૧ લો.

રામે અશ્વમેધ કર્યો ને ઘોડો છુટો મુકયો તે પ્રાચેતસ (વાલ્મિકિ) ઋષિના આશ્રમ આગળ આવી પહોંચે છે. સીતાના જોડ પુત્ર લવ ને કુશ અહીંઆજ રહે છેતેમાંથી લવ તથા બીજા બે બાળકો એ ઘોડાને જોવા ને જાએ છે. લવ અશ્વને કાંકરાથી મારી મૃગો સાથે ચરાવવા લઇ જાએ છે એટલામાં એક પુરૂષ પ્રવેશ કરે છે ને લવ તથા બાળકને ગુફામાં જવાનું કહે છે. લક્ષ્મણનો પુત્ર ચંદ્રકેતુ રથમાં બેસી સુમંત્ર સારથી સાથે લશકર લઇને અશ્વની શોધમાં આશ્રમ આગળ આવી પહોંચે છે. ચંદ્રકેતુનું લશકર લવના ધનુષ્યથી મૂર્છા પામે છે. ચંદ્રકેતુ તથા સુમંત્ર સારથી વચ્ચે લશકર નાશ પામ્યું તેની તથા લવના પરાક્રમની વાત થાએ છે. સુમંત્ર સારથીના કહેવાથી ચંદ્રકેતુ લવને બોલાવે છે ને રથમાં બેસવાનું કહે છે પણ લવ બેસવાની ના કહે છે. આખરે ચંદ્રકેતુ પણ રથમાંથી ઉતરે છે. ચંદ્રકેતુ રામના પરાક્રમની વાત કહાડે છે. બાળક લવ રામે બહુ મોટાં પરાક્રમ નથી કર્યા એમ કહે છે તેથી ચંદ્રકેતુ ગુસ્સે થાએ છે. આખરે બધા બીજી યોગ્ય જગ્યાએ જાએ છે.

---

## પ્રવેશ ૨ જો.

પુષ્પક વિમાનમાંથી રામ ઉતરેછે,લવ તથા ચંદ્રકેતુ પ્રવેશ કરે છે.રામ ચંદ્રકેતુને કુશલતાના સમાચાર પુછે છે. ચંદ્રકેતુ લવને પોતાના મિત્ર દાખલ ઓળખાવે છે. રામ લવને જોઇને વિચારમાં પડી જાએ છે. લવ પણ રામને જોઇને આશ્ચર્ય પામે છે. લવ ચંદ્રકેતુને પુછે છે કે રામ એ તમારા શું સગા થાએ છે? રામાયણના નાયક તરીકે લવ રામને ઓળખે છે ને નમસ્કાર કરેછે જૃમ્ભકાસ્ત્ર પાછું ખેંચી લેવા રામ લવને કહે છે. લવ તે પ્રમાણે કરે છે. ચંદ્રકેતુ લજવાઇ ગએલા સૈન્યનું સમાધાન કરવા રામની આજ્ઞાથી જાએ છે.

રામ લવને પુછે છે કે જૃમ્ભકાસ્ત્ર મુકતાં શી રીતે આવડ્યું. લવ કહે છે કે એ અસ્ત્ર હમને સ્વતઃસિદ્ધ છે. રામ પુછે છે કે બહુ વચન કેમ વાપર્યું? લવ કહે છે કે હમે બે ભાઇઓ છિએ. એટલામાં ક્રોધાવેશમાં લવને રામના લશ્કર જોડે લડવામાં ગદદ કરવા લવના કહેવાથી કુશ પ્રવેશ કરે છે. કુશ રામને અભિવંદન કરે છે રામ, લવકુશ એક ઝાડની છાયા તળે ઉભા રહે છે. રામ મનમાં વિચાર કરે છે કે રઘુકુળના એ બાળકો છે ને પોતાની પત્ની સીતાના જેવી મુખાકૃતિ છે તેથી પોતાનાજ પુત્ર છે એમ સંદેહ ઉત્પન્ન થાએ છે. સીતાને વાલ્મીકિના તપોવનમાં વનવાસ મોકલેલી તે બધું રામને યાદ આવે છે ને દુખિત થાએ છે. રામના કહેવાથી રામાયણના શ્લોક કુશ બોલે છે, (જેમાં રામ તથા સીતાને અગાધ પ્રેમ છે એમ કવિએ વર્ણવ્યું છે) એ બધું સાંભળી રામ કલ્પાંત કરે છે. એટલામાં નેપથ્યમાં શબ્દ થાએ છે. તેમાં કૌશલ્યા, વાલ્મીકિ જનકનાં નામ સંભળાય છે તેથી રામને અતિશય દુઃખ થાય છે. તેથી શોક કરતા તેમને મળવા જાય છે.

---

## અંક ૩ જો.

મોલીઅરના નાટક ઉપરથી અંગ્રેજીમાં મીસ્ટેક નામનું અનુકરણ

ડૉન આલવારેઝ નામના એક ગૃહસ્થને કૅમિલ્લો કરીને એક પુત્ર હતો તેને ભણાવવા સારૂ રાખેલા શિક્ષક સાથે ડૉન આલવારેઝ પોતાના પુત્ર વિષે વાત કહે છે પણ શિક્ષક પોતાનું મિથ્યા પાંડિત્ય દર્શાવી બાપને વાત કરવા દેતો નથી અને વચ

માં વચમાં લાટીન ભાષામાં બોલી ઉઠે છે તેથી કૅમિસોનો બા પ કાંઇ પણ વાત કર્યા શિવાય તે શિક્ષકને લાતો મારી કાઢી મૂકે છે.

---

(મોલીયરના મૅાક ડૅાકટર ઉપરથી ગુજરાતી ભાષામાં અનુકરણ કરનાર સ્વર્ગવાસી નવલરામ લક્ષ્મીરામનું ભટનું ભોપાળું

---

## પ્રવેશ ૧ લો.

ભોળાભટ જંગલમાં ઘાસના ભારા વાઢી ઘેર જવાની તૈયારી કરતા હતા એટલામાં હરીઓ, કમાલખાન તથા હજામ આવી પ્હોંચે છે. તેઓ તેને વૈદ કહી બોલાવે છે પણ પોતે વૈદ નથી એમ ભોળાભટ કહે છે. પણ પેલા લોકોને કોઇએ ભંભેરેલા તેથી તેઓ તો તેને વૈદજ માને છે તે છતાં ભોળાભટ જેઓ ખરેખરા વૈદ ન્હોતા તે બીચારા કબુલ કરતા નથી. અંતે તે ત્રણે જણા તેને ખૂબ મારે છે ત્યારે તે વૈદ હોવાનું કબૂલ કરી તેઓ સાથે જાય છે.

---

## પ્રવેશ ૨ જો

નથ્થુકાકા સુરતના શેઠ, ઝુમખાશાની દીકરીને પરણવા આવ્યા છે પણ કન્યા મુંગી થઇ ગઇ હતી તેને દવા કરાવવા વૈદને તેડવા માણસો મોકલ્યાં હતાં તેઓ ભોળા વૈદને તેડી લાવે છે. નથ્થુકાકા વૈદનો સત્કાર કરે છે. પણ વૈદરાજ નથ્થુકાકાને પાંચ સાત લપડાકો મારે છે. પછી માફ માગી બધા ઝુમખાશાને ત્યાં જાય છે.

---

## પ્રવેશ ૩ જો.

નથ્થુશેઠ વૈદરાજને લઇ આવે છે ને સાથે હરીઓ, કમાલ

તથા હજામ પણ આવે છે. વૈદ ઝુમખાશા સાથે કેટલીક વાતો કરી તેની છોકરી અંદાની નાડ જોય છે. નાડ કયાં જોવી તેનું પણ જ્ઞાન હોતું નથી તેથી પગની નાડ જોય છે. પછી વૈદક શાસ્ત્રનાં પ્રમાણ કહેતા હોય તેમ વૈદરાજ જુઠા જુઠા સંસ્કૃતમાં શ્લોકો બોલે છે તે સાંભળી બન્ને વાણીઆઓ દિંગ થઇ જાય છે. પછી રૂા. ૫૦) ની દસ ગોળી આપી વૈદરાજ જાય છે.

## પ્રવેશ ૩

રસ્તામાં હરીઓ તથા કમાલખાન મળે છે તેમની સાથે વૈદરાજ કાંઇક વાતો કરે છે અને તેમની પાસેથી પણ કાંઈ પૈસા કઢાવવાનું કરે છે પણ તેમાં ફાવતા નથી એટલે જાય છે.

## પ્રવેશ ૪

ઝુમખાશા તથા નથ્થુકાકા વૈદ તેમની પાસેથી ઠગીને પૈસા લઇ ગયો તે વિષે પસ્તાવો કરે છે એટલામાં વૈદ આવે છે. તેઓનું મ્હોં ઉતરેલું જોઇ વૈદ તેમ થવાનું કારણ પુછેછે તેને નથ્થુકાકા ગુસ્સાથી જવાબ દે છે કે તે તેના પૈસા ધુતીને લઇ ગયો તેના કરતાં તો કોઇ ગોરા દાકતરને બોલાવ્યો હોત તો ઠીક થાત. આ સાંભળી વૈદરાજ ગોરા દાકતરની મશ્કરી કરે છે અને તેઓ હિંદુનું ખાનપાન રીતભાત વગેરેથી અજ્ઞાન હોવાને લીધે દવા કરવા યોગ્ય નથી એમ જણાવી તેઓનું મન મનાવે છે.

શ્રી

# અંક ૧ લો.

---

## ઇશ્વરસ્તવન

૧

ત્રાહિ ત્રાહિ વિશ્વનાથ, દેવ દયા ધારી,
ચરણ કમળ શીશ ધરી, વીનવું વીઘ્નહારી, ત્રા
પ્લેગ મરકી ને દુકાળ (૨) મુખ વીકાસીને વીકાળ, (૨)
ફેર કરી રહ્યા કરાળ (૨) ફાળ મારી ભારી ત્રા.
તનની ધનની તજી આશા (૨) કરત સર્વ નાસનાસ, (૨)
ઘર સગાઇ સ્નેહ પાસ (૨) નાશ થયા કારી. ત્રા.
ટવળતું આ જગત સર્વ (૨) પડયાં ટેક નીતી ગર્વ, (૨)
દુઃખ દીસતું અપૂર્વ (૨) નથી સહાય સારી. ત્રા.
નીરખી હૃદય ફાટી જાય (૨) કારી રૂદન ન સંભળાય, (૨)
જમ જરાય નહીં ધરાય, (૨) દુષ્ટ છે પીટકારી. ત્રા.
પ્રગટી લ્હાય દશ દિશાય (૨) અહીં તહીં જન સમુહ ધાય (૨)
હાલી ઠામ ન જણાય (૨) ઢળત ધરણુ હારી. ત્રા.
સંતતી નીજ રૂદન કરે (૨) ત્રફડી નીરાધાર મરે (૨)
શું ન, તાત હૃદય ધરે (૨) હરીકૃતી શું, તારી. ત્રા.
મંત્ર તંત્ર વૈદું વ્યર્થ (૨) કંઇ સર્યો ન એથી અર્થ (૨)
વિપત ટાળવા સમર્થ (૨) એક દષ્ટી તારી. ત્રા.

કૃતિ અમારી નહી વિચારી (૨) દુઃખ નીવારી લે ઉગારી (૨)
શાન્તિ શાન્તિ શુભકારી (૨) દે હરી પ્રસારી. ત્રા.

(૨)

ભાત ભાતનાં પુષ્પો, (૨) અણુ ગુંથેલા સમીપમાં ધરીએ,
પરિમલ માત્ર ગ્રહી લ્યો, સુજ્ઞ જનો શું વધુ ન ઉચરીએ.

(૩)

સજન સહુ હાંસી ન કરશો આજ-હાસી ન કરશો આજ. સજન. ટેક.

નવિન પ્રતીનો ખેલ ભજવશું (૨)
નવિન હમારો સમાજ——સજન-
પ્રથમ પ્રદર્શન કરવું ધરી શીર (૨)
છોકરવાદી તાજ——સજન-
નાટકકારો નાની વયના (૨)
તેને તે શાની લાજ——સજન-

(૪)

દીઠું એવૂં હમે કરીએ (૨) ન તેમાં લાજ કંઇ ધરીએ

કર કોના પગ કોઇના-
કોનૂં ધડ ને શીશ,
વિચિત્ર ચિત્ર નિહાળીને-
હૃદે ન ધરશો રીશ. } સાખી

ઘડીમાં ચર, ઘડી શાણા, (૨) ઠગારા મૂર્ખ ને રાણા. દીઠું

વચને અનુકુળ ગોઠવ્યો.
આજ રાત્રીનો રંગ,
પલ પલમાં પલટઇ જતો.
કાચો રંગ પતંગ } સાખી

સ્વભાવે સિદ્ધ એ રીતી, (૨) અનૂકરણે રહે પ્રીતી. દીઠું

ફાટ્યો આભ વિપત્તિનો
તે ક્યાં સાંધ્યો જાય.
તેર તુટે ત્રણ સાધતાં.
જ્યાં રૂઠ્યો જગરાય } સાખી

દયાળુએ દયા છાંડી (૨) પ્રજા સંહારવા માંડી. દીઠું

માત પિતા બંધૂ જનો
પતિ પત્નીની જોડ
અસંખ્ય ઘોર નિદ્રા કરે
લાંબી તાણી સ્હોડ } સાખી

ભુખ્યાં ભમી દેશ પરદેશ (૨) મરે બહુ બાળ નિર્દોષ. દીઠું

એવાં દુર્ભિક્ષો દુઃખી
રાંક જનોને કાજ
નેક ટેક છોડી દીધાં-
દૂર કરી સહુ લાજ. } સાખી

નહીં કોઇ સ્વાર્થને માટે, (૨) નહીં યશકીર્તિને સાટે દીઠું.

નાટય ભૂમિનો છે નહી,
પરિચય હમને લેશ.
દોષ તરફ જોશો નહીં
જો જો શુભ ઉદ્દેશ. } સાખી

કુદૃષ્ટિ દૃષ્ટે ન નીહાળો (૨) વિનંતી એ સ્વીકારી લો દીઠું.

---

# અશ્રુમતી નાટકનાં

( શ્રી નારાયણ હેમચંદ કૃત પુસ્તકમાંથી )

પ્રતાપસીંહ (૫)

કાન્તા જે શિવની વળી ભગિનિ છે વિષ્ણુતણી શોભતી

જેને વાહન સિંહનું કર વિષે, સીધી અસી ઓપતી
બીજે હસ્ત ત્રિશૂલ ખપ્પર ગૃહી, શોભે રૂડી રીતથી
એવા માત તણા અતુલ્ય પગને, વંદુ પુરી પ્રીતથી.

( ર. છ. )

**ભામશા** (૬)

હિંદુ જનોની હિંદુ જનોપર, આશ નિરંતર વાસ કરે (૨)
તદપિ તજી તે સહુ તે રાણો, પ્રતાપ વન વન ન્હાસી ફરે
રૂડાં ભાગ્ય જે પ્રતાપ ટકીયો. નહીં તો અકબર આ ક્ષણમાં (૨)
કરત સર્વને એક સમાના, એક કોટી એકજ ગણમાં
રાજવંશી રજપૂત જનોએ, શૂરાતન નીજ ખોઇ દીધું (૨)
સતીત્વ ગૌરવ રજપૂતાણીએ, છોડી અધમ પદ અંગ લીધું
ક્ષત્રી બજારે સોદાગર, અકબર સહુને ખરીદી અટકયો (૨)
એક ઉદય સુત નવ લેવાયો, જેનું મુલ્ય નવ આપી શકયો.
નવ રોઝા દિન કાજ લાજ નીજ માન સત્ય રજપૂત કીયો (૨)
તજે કહો? તોયે અને ફેજો, તેહ તણો વિક્રય કરીયો.
ક્ષત્રીતણું ધન શ્રેષ્ઠ જેહ તે સર્વે વેચી દીધું હાવાં (૨)
ચિતોડ શું આપણ્ય સ્થળમાં કહો આવશે વેચાવા
ઉજડ ભૂમિ આ હમારી તેમાં, ક્ષત્રી બીજ રોપો કહેશે (૨)
સર્વ જનો મન આશા ધરે જે, પ્રતાપ બીજ રાખી રહેશે.
જેથી કરીને એક વેળ ફરી એહ ક્ષત્રીના બીજ તણી (૨)
નીર્મળતા કંઇ ઝળક અમલ ધરી, જ્વલંત રહેશે દીવ્ય બણી.

(ના. હે.)

**પૂરીઠ** (૭)

ઉઠાવિ લાગ્યો રંગીલિ ફાંકડી વાહવા, વાહવા.
ગોરૂં શું મ્હોડું ને કાળી શિ આંખડી વાહવા, વાહવા.
જઇ જગાડું, રંગે રમાડું, હેતે હું લાવું. પ્રિતે બોલાવું
અશ્રુ તું મ્હારી, ના, ના, ના, ના,
જીગરથી વ્હાલી, છિટ છિટ છિટ છિટ

પ્રાણુથી પ્યારી, હં, હં, હં, હં
જીગરના મોતી, જીગરના હીરા, વાહવા વાહવા
જીગરના માણેક, જીગરના પન્ના, વાહવા, વાહવા
જીગરના સુન્ના, જીગરના રૂપા, વાહવા, વાહવા
જીગરના જોહર, જીગરના ગોહર વાહવા, વાહવા
ફુઠોની મ્હારી ગુલાબની પાંખડી વાહવા, વાહવા—ગોરૂ શું મ્હોડુ

(૮)

મારી છપના ખીબી રંગીલી શાહજાદે લીધીરે શાહજાદે લીધીરે--સેલીમે લીધીરે. મારી.

ઘણાં ઘણાં કષ્ટો વેઠીને મેળવ્યું આજ રતન
જતન કરીને સંતાડેલું હર્યું અમૂલખધન-મારી
ફરીદ બંદો સાચો જો તું મુસલમાનનો સૂત
જતો ન મૂકું હવે કોઇને ભલે મુગલ રજપૂત–મારી.

સલીમ (૯)

પ્રિય અશ્રુ મારી રે. (૨)
પ્રિતિશી હાહા.
નવ વિસરે, પ્રાણુજ નિસરે, શું ડરે? ન ફરે, ન ઠરે.
પ્રિતિ ખોટી ત્હારીરે—પ્રિય અશ્રુ.

સજળ નેત્રથી આવી પાસે, બેઠી મુજ અંકે વિશ્વાસે
પ્રિતિથી, નિતિથી, ભિતિથી, ચુમિ લીધી પ્યારીરે—પ્રિય અશ્રુ.

શુકતસીંહ (૧૦)

સમય શો અહો બુરો આવ્યો (૨)
શીશોદીયા કુળ ગૌરવનો શું સૂર્ય અસ્ત પામ્યો. સમ-
પ્રતાપી પ્રતાપ થાશે ભ્રષ્ટ (૨)
નિજ પુત્રીનાં લગ્ન યવન સહ સુણી પામશે કષ્ટ. સમ-
અશ્રુને જઇ હું સમજાવું (૨)
કોટી ઉપાયો કરી બંદીથી ઝટ હું છોડાવું. સમ-

નહિ તો અનર્થ શો થારો (૨)
માનસિંહ નિજ વચન પાળીને મનમાં હરખાશે. સમ-

પ્રતાપસિંહ (૧૧)

નવ શાંતિ પામો જ્યાં સુધી, ન ચિતોડગઢ ઉધ્ધારીઓ
નિદ્રા ન આવે જ્યાં સુધી, શત્રુ ન હાંકી કાઢીયો—નવ
મુજ આંખના આકાશને, વળી જીવની તું આશ છે (૨)
આ સૂર્યવંશી ક્ષત્રિ કેરા, વીર્યનો તું પ્રકાશ છે.—નવ.
રજપૂત કેરા રૂધીરથી, શું પવિત્ર તુજ બુરજો બન્યા (૨)
તેમાં ફરિ પગ મેલવા, કંઇ સંકટોને દુઃખ સહ્યાં—નવ
ઉગે તપે ને આથમે સુર, તું વિના અંધકાર છે (૨)
સંધ્યા થઇ રજપૂતની, આ જીવનને ધીક્કાર છે—નવ

(૧૨)

જન્મ મુજ બાપ્પા ? તે રાવ વંશ, રૂધીરમાં સમરસીંહનો અંશ
કુલે સંગ્રામ થયો છે નેહ, પ્રતાપે ધરીઓ તે કુળ દેહ.
સુર્યવંશી છું હું પૃથ્વીશ, મર્ત્ય જન ચરણુ ન નામુ શીશ
વિશેષે સ્વતંત્રતાનો ચોર, મુગલ તેતણી દાસતા ઘોર
સ્વીકારૂં નવ હું કદી. લીંગદેવ ભગવાન
બળ આપો, બળ આપો, દુર્માતેતણું થાય અવશાન
માનધરી દુર્દશા ધ્વંસ, વિજય લઇ થાવું ક્ષત્રિ
અવતંસ—જન્મ. (ના. હે.)

પૃથ્વીરાજ (૧૩)

દુઃખ આવી પડયું શીર હાય, યંત્રણા કેમ કરી સહેવાય
નહી મળીનાને શું મળાય, હૃદય અતિ આકુળ વ્યાકુળ થાય
કયમ બંદી બની રહેવાય, દુઃખ આ આવી પડયું શિર હાય.
નિર્દય ધારૂં. હૈડું આ મારૂં (૨) વ્હાલી મલુ તને કેમ વિસારૂં (૨)
ચંચળ નેત્ર અને મુખ મારૂં (૨) રસિલી રંગીલી તું પર વારૂં (૨)
ન્યાળી સદા સહુ દુઃખ વિદારૂં (૨) (પણ હાય હવે તો એ સૌ
સ્વપનાજ)

સો સ્વપ્ન સમુ સમજાય (૨) યંત્રણા કેમ કરી સહેવાય. નહિ.
પ્રાણથી પ્યારી અશ્રુ તું મારી (૨) આવી અહીં ઝટ લે તુ
ઉગારી (૨)
પાન કરાવતું પ્રીતીનું વારી (૨) અમૃતથી પણ છે સુખકારી (૨)
મ્હારી મલુ તુજ કાજ વીસારી (૨) (વળી મલિના, તું તેને વિસારી મુક)
પણ હાય ન તે વિસરાય (૨) યંત્રણા કેમ કરી સહેવાય—નહિ.

પૃથ્વીરાજ (૧૪)

આ અલક છૂટા મલય પવન આમ તેમ રમંતશા ? (૨)
ભાવે ગળ્યાં આ દીર્ઘ વાંકાં, (૨) નયન યુગ્મ ઢળંતશાં. (૨) આ અલ
સરળતા સહ માધુરી મલી, નેનપર કોણે વળી (૨)
કરઆરતા પીછી લઇ ભ્રુરેખ ઝિણુ ઝિણુ ચીતરી. આ અલ.

સલીમ (૧૫)

આલ જાઉં જોઉં શું થાશે, મનડું વ્યાકુળ થાયે મારૂં—જાઉં
પૃથુરાજનો પ્રપંચ ભાસે, કપટ મોહની પારી
હૃદય સરેથી છુટા પડેલા, મીનથી કેમ જીવાશે—આલ જાઉં જોઉં.

ફરિદ (૧૬)

ફરિદ અંતે તું ફાવિયો, ફ-તેહનો ડંકો વગાડીયો
કર્યો પૃથુને ખુવાર (૨) હવે શુકતના શા ભાર
સલીમને સંદેહ કરાવીયો. (૨)—ફરિદ અંતે
કરૂં અશ્રુને હું હાથ (૨) પડું નીકા તેની સાથ
દાવ સંધ્યો એ મારો બગાડીયો (૨)—ફરિદ અંતે

પૃથ્વીરાજ (૧૭)

સૌન્દર્ય તેનું શું અહા! લાવણ્ય શું લ્હેરતું સરળતાથી શી!
વાણી મધુરી કેવી!-ઉઠવા ત્યાંથી ન વૃત્તિ મુજ થાતી.

પૃથ્વીરાજ— (૧૮)

મૃગલોચની, દુ:ખમોચની, હો અશ્રુ તું આ વાર
અશ્રુ ભરેલાં નેનથી વિનવે કરી પોકાર (૨)—મૃગલો.
પૃથ્વીતણા શીરોમણી, છો પૃથ્વીના ભુપાલ (૨)
આ યંત્રણાથી છોડવો (૨) કરૂણા કરી કૃપાળ—મૃગલોચની.

પૃથ્વીરાજ— (૧૯)

દીઠું જે દીનેથી ચારૂ તુજ શરીર
તૃષિત ચાતક સમ હું બન્યો અધીર
કાંઇ વાત ગુપ્ત કહેવી મધ્યરાતે
કહીશ આવી કરજે દ્વાર ખુલ્લું હાથે.

સેલીમ— (૨૦)

હવે છોડું તને શું આ વાર (૨)
દુરાચાર, દુર્વિકાર, કરૂં ઠાર, ક્ષણવાર--હવે છોડું.
નરાધમ દુષ્ટ જન, કેવું છે પાપિષ્ટમન
છોડું કેમ હવે તને, દગો દીધો નીચ મને
અશ્રૂને શું હરી જશે, મ્હારી તે સું તેની થશે
શિયાળ શું લેશે, કદિ સિંહનો શિકાર--હવે છોડું

---

# (હોમલો હાઉના)

(મુંબાઇના પ્રસિદ્ધ પારસી લેખક મ૦ બમનજી.
ન. કાબ્રાજી.)

---

અંક રજો.

એદલ— (૨૧)

ઓ બાપ હું નહિ કહેતો કે ઝાઝુ તું પે (૩)
ઝાઝું તું પે હો ઝાઝું તું પે—ઓ બાપ.
માગું તું પાસ અરે બાપ બહૂ થોડું
રોજ શેર ઘુસ ગુંધરપાકે ભર મહોડું
બરફીને હલવા -ધાંત વગર દળવા—બસ ગપ્પ દેઇ ગળવા

સહુ થોડું પણ સોજું સાજુ તું ધે-ઓ બાપ
સાદું ને સૂતરું માગું હું ખાણું
ડાળને કઠોરતણા અવગુણ હું જાણું
ખાચડીને રોટી—એ પણ છે ખોટી—જરા મોટી કે ઓટી
પાઇને પુડીંગ પુરી ખાજું તું ધે—ઓ બાપ
સોનુ ને રૂપું મોતીને હીરા
માંગતો નહીં હું મોટીએ પીરા
લોન લાખ ત્રીસની—મિલકત દરદીસની—ગીરવી ધસ વીસની
બશલેવા ફુલ રોજ એક તાજું તું ધે—ઓ બાપ
મ્હેલકાજ સુણ ધીરોજ પગે નહી લાગું
ટાંડાલ સરીખી એક ઝુંપડીજ માંગું.
ન્હાની ઘસવાડી ફુળ ફળની ઝાડી—એ જોડીની ગાડી
ને રોજ ઘરે વાગતું વાજું તું ધે.—ઓ બાપ

હાઉ— (૨૨)

વેહ કરીને મરો, પેટ કદી ના ભરો,
નેક ધાનતે કમાઇ રંજથી:
બાઇ હાથ ઠેરવી—ચાર તર્ફ ફેરવી
હું સદા સુખી થયોછ ગંજથી
(કોરસ) હાઉ, હાઉ, હાઉ. કરું સહુનું
ચાઉં કરી જાઉં થાપથી
શેયતાન વાઉકે—ઉઠાવગીર સાઉકે
હું બીકુંન બાઉનાબિ બાપથી
બાર ઘરો બાળિયાં—ચાર જનો જાળીયાં
દ્રવ્ય કાજ એક ખૂનબી કીધું.
ચાદ ચોરીયો થઇ—આઠ ફોર્જરીસઇ
સાઠ મૂર્ખનું સહુ ઠગી લીધું.
(કોરસ) હાઉ, હાઉ, હાઉ.
રાખ સદા ધ્યાનમાં—નીમ ખુદા જહાનમાં
દ્રવ્ય એકલુંજ સર્વને ગમે.

હોય જો સુખી થવું-આય માનજો કહ્યું
જાઇને ઘરે વીચારજો તમે.
(કોરસ) હાઉ, હાઉ, હાઉ.

સોરાબ— ૨૩

સુઝયું આ શું તને તાત (૨)
કીધો તુજ પુત્રનો ઘાત
સાખી મુવો છુટયો ઉખડયો ખરે, થયો જહાનથી દૂર
નહીં વાંક કોનો અરે, થયું નશીબ જયાં ક્રૂર
થશે શા હાલ મહેરાંનાં, સુણી વીપરીત આ વાત. સુઝયું
સાખી નવ લખીના નવ લાખ તો, ગયા હાઉને હાથ
ન્યાલ ખરે તે થઇ ગયો કરી પ્રપંચ અથાગ
જીવી કહી હોત જો માત, કદાપી આમ નવ થાત-સુઝયું.

હાઉ— (૨૪)

રે બાઇ જેની આવે વખતે હું શું કરું
કે નાણું સંધુ રોકાયું છે આજે ખરું
છે થોડા દહાડામાં હુંડીની આશા મને
તે આવે ત્યારે ફેની બાઇ આપું તને

એદલ— (કોરસ)

બાળી દે એક હજાર ખાલી ન વાર લગાર
ઠાલી વાતો છોડી દે ઓ કોચીના સાહુકાર
તોળી દે એક હજાર ખોલી ન વાર લગાર
ભોળી વાતો છોડી દે ઓ કોચીના સાહુકાર

હાઉ— શું તારે કાજે કોઇની હું ચોરી કરું
કે છ-તે પૈસે ભીક્ષા માગી હાથો ધરું.
તું તો ડાહયો છે બાઇ શુંધી કયારે ગઇ
શું થોડે બેસી આવ્યામાં છે લાંબો કંઇ

એદલ— કોરસ

બાળી દે એક હજાર ખાલી ન વાર લગાર

ડોલી— ( ૨૫ )

વાટ નાન્સન્સ કેવું હમબગ—જોતો નહી રીઝન બહાય
દે રાઇટ એન્ડ લેફ્ટ એબ્યૂસો—દારૂને લોકો કાંય
ખાના પીના ને મોજે—બસ ખરચો એવરી પાઇ
આફટરડેથ નન વિલ ટેલયુ—જરા તો પીએ ભાઈ.
(કોરસ) ઠાંસો બસ શેમ્પેન—ઠાંસો બસ શેમ્પેન
બ્રાન્ડી શેરીને મોઝેલ—સોડા આઇસ એન્ડ જીંજર એલ
ઠાંસો બસ શેમ્પેન—ઠાંસો બસ શેમ્પેન
બ્રાન્ડી શેરીને મોઝેલ—કર્યૂર્સ ધચ એન્ડ એવરી પેન.
વેર ઓલવેમ ઉંચા ડ્રેસીસ—સોનાનું વોચ એન્ડ ચેન
ઓલમાઇઝર્સને બળનાથી—લેટ ઢેમ મરમર ધન વેન
દુનિયાની એવરી પ્લેજર—ચાખીને થાઓ ત્યાર
આલ માઇટીને ત્યાં નહિ તો શું—જવાબો દેશો યાર
(કોરસ) ઠાંસો બસ શેમ્પેન—ઠાંસો બસ શેમ્પેન
બ્રાન્ડી શેરીને મોઝેલ—સોડા આઇસ એન્ડ જીન્જર એલ
ઠાંસો બસ શેમ્પેન—ઠાંસો બસ શેમ્પેન.
બ્રાન્ડી શેરીને મોઝેલ—કર્યુર્સ ધચ એન્ડ એવરી પેન.

---

# ઉત્તર રામ ચરિતના

( મણીલાલ નભુભાઇના ઉત્તર રામ ચરિતમાંથી )

બાળકો— ( ૨૬ )

ફરે જાડી પૂંછડી લટકે વારવારે હલાવે,
લાંબુ ડોકું, વળી ખરી દિસે ચારની ચાર એને
મુકે ફરી સમી લાડી ઘણી ખાય છે ઘાસ તોયે
શુંવા બોલું ઝડપ થકી તું ચાલ એ દૂર નાસે.

લવ—　　　　　　(૨૭)

ચાપ મુજ પરધર ઘોર કરાલ
રહ્યો થઇ ચંડ પ્રચંડ વિશાલ
પણુછરૂપ જીભથી જેના અંત
વીટયા તીણા જયમ દીપે દંત
કરે ઘન ગર્જિત ધરધર ઘોષ
ઘણણુ ઘણુ રિપુપર ધરતું રોષ
વિશ્વ સર્વ સંહારવા, હસતું યમમુખ યન્ત્ર
તેમ વિશાલ કમાન ગોલઅતિ ઊંડી ઉગ્રપ્રચંડ
ખંડવા દર્પ વીર્ય વિકરાલ—ચાપ મુજં

(૨૮)

હાંકે ત્વરા થકી સુમંત્ર અગાડી તેથી,
ઘોડા વહે જવથી, તે રથમાં બિરાજી;
હેલાથી ક્રાષ્ટધ્વજ ધૂજતી તેમ આવે,
સુણી તમારૂ લઢવું, અહીં ચંદ્રકેતું.

ચંદ્રકેતુ—　　　　(૨૯)

વદન લગીર કોપે રક્ત કાન્તી ભરાતું
સમર મુખ ઉભેલો, એ શિખા પંચ યુક્ત;
ઘણુઘણુઘણુ ગાજે કોટી એવા ધનૂથી
ચમુપર વરસાવે બાણુ કો વીરબાલ!

અહો આશ્ચર્ય—　　　　(૩૦)

કરી શિશફટ ફોડી ઘોર ટંકાર ગાજે
જવલિતશર હજારો ફેંકતો સર્વ સૈન્યે
નવ, રઘુકુલ કેરો અપ્રસિદ્ધ પ્રરોહ,
કુતુહલ ઉપજાવે આ મુનિ બાલ એક !!

સુમન્ત્ર—　　　　( ૩૧ )

ઓપે પ્રભાવ, સુરદાનવનાર્યો જેનો,
એવો નિહાળો તવરૂપસમાન બાળ.

કૌશિક યજ્ઞ નડતા રિપુ રોળનારા,
મૂને ધનુર્ધર રઘૂવર સાંભરે છે.

ચંદ્રકેતુ— ( ૩૨ )

જેના હાથ વિષે કરાલ ઝળકે શસ્ત્રાસ્ત્ર સંગ્રામનાં.
સોનાની ઘુઘરીથી ઝંઝન થતા દોડે રથો જેહમાં;
જેમાં મેગળ મેઘ માલથી વહે વર્ષા મદસ્ત્રાવની.
એવું આ અગણીત સૈન્ય ફરતું પૂઠે શિશુ એકની!

( ૩૩ )

વાગે દુંદુભિ ઉંચે શબ્દે તેનાથી પણ અધિક વધીને
પણછ તણો આ ઘોષ ઘોર બહુ, ગિરિ ગબ્હરમાં
હસ્તિ કેરાં ગાજે ટોળાં તેના કાને પાડા પમાડે,—
એવો આ કો વીર ધીર એ, ચાલંતામાં ધડ થકી
પાડયાં શીશ ભયંકર વીરતણું જે તેથી છાઇ
ભૂમિ બની છે. તૃપ્ત થયેલા કાળ તણા મુખ
કરાલમાંથી ચાવી ખાતાં કડકા પડતા તેથી
છવાઇ એવા ભયંકર—વાગે દુંદુભિ.

ચંદ્રકેતુ— ( ૩૪ )

રેરે લવ માબાહો, સૈનિકો સાથ શું લડે!
આ રહ્યો હું અહીં આવો તેજમા તેજ છો સામે.

સુમન્ત્ર ( ૩૫ )

પાછો નિમંત્રણ તમે કર્યું તેથી આવે,
આ બાલવીર મથવી મુકી સર્વ સેના
જેવો વળે દ્વિરદ સાથ વિહારવાથી,
ગર્વિષ્ટ સિંહ શિશુ ગર્જિત મેઘનાથી,

લવ— ( ૩૬ )

અરે ધિક્! નીચ જનો ધિક્કાર!
કરું કલકલ સઘળો સંહાર!
ક્ષોભ આઘાત વડે ઉભરાય,
તરત વડવા મુખ અગ્ની છવાય

ક્રોધતણી તેવી ચઢે મુજ ઝાળ,
પડો ત્યાં ભોગ થઇ તત્કાળ
ચાર પાસ ઉભરાય જે સેના કલકલ ઘોર
પ્રલય પવનથી ઉભરાયેલા જલધિતણા કલ્લોલ
લોલ તે સમ થાઓ સંહાર—અરે ધિક !

ચંદ્રકેતુ— (૩૭)

ઝાઝા ચમત્કૃતિભર્યો ગુણુનાથી વહાલો
તું છે સખા મમ થયું મુજ સર્વ તારૂં
ત્યારે તું આ પરિજનો નિજને દમે કાં ?.
આ તુજ ગર્વની કસોટી હું ચંદ્રકેતુ

ચંદ્રકેતુ— ૩૮

તિમિર વિજળીનો શું ઘોર આ યોગ ભાસે
મિચી જઇ ઉઘડીને આંખ દેખે ન દુઃખે
દિસતું સકળ ચિત્રે ચીતર્યું તેવું સૈન્ય
અજીત બલથી ઉડે સત્ય આ જૃમ્ભ કાસ્ત્ર !

સુમન્ત્ર (૩૯)

ન્યાય એ યુધ્ધ કેરો, છે એજ ધર્મ સનાતન
એજ છે રસ્તુ સિંહોનો વીર્ય ચારિત્ર પધ્ધતિ.

લવ— (૪૦)

નથી નથી નથી યજ્ઞે લેશ વિરૂદ્ધ સાચ
અર્ધોક ગુણુ ખરે એ રાજને સર્વ યાચે
તદપિ સુણી વાણી, અશ્વના રક્ષિ કેરી
સહન નહિં થવાથી ઉકળી વૃત્તિ મારી.

લવ— (૪૧)

વાણીમાં છે વાર્ય તે બ્રાહ્મણોનું
બાહુનું જે વીર્ય તે ક્ષત્રિયોનું
ઝાલ્યાં શસ્ત્રો જામદગ્ન્યે દ્વિજેરે
તેને લાખી આવડી શી સ્તુતિ છે.

ચંદ્રકેતું— (૪૨)

આ આજકો નવિન છે પુરૂષાવતાર !
જેને ન શ્લાઘ્ય ભગવાન ભૃગુપુત્ર તેઓ
જેથી મલ્યું અભયદાન ત્રિલોક સૌને
એવાં ન જે પુનિત તાત ચરિત જાણે.

લવ— (૪૩)

તારે વૃધ્ધ જનો તણું ન કશુંએ વર્ણ્યું અરે જોઇએ !
કાંકે વૃધ્ધ ચરિત બાલજનને વીચારવા ના ઘટે
જો કે સુન્દતણી વિરોધ કરીને નારી હણી તાડકા
તોયે ખંડિત ના થયો યશ વળી લોકે થયા તેવડા
ધાયો રાવણ કૃત દૂષણખર વ્યાકૂલ વિંધાયલો
ત્યારે જે ત્રણ પાદ ઓસરી ગયા દાખ્યાત્રિના પૂઠતે
ને વાળી સુત ઇન્દ્રનો હણી દીધો જે પૂર્ણ ચાતુર્યથી
તેતે પૂર્ણ પ્રસિધ્ધ વાત સઘળે જાણે બધાયે જન

સુમન્ત્ર— (૪૪)

છકયો શો ક્રોધ ચઢયો ઉભરાય
હૃદય અતિ આકૂલ વ્યાકુલ થાય,
ધૂજે રિપુ દમવા સઘળી કાય,
શિખા શિશપર ઉંચી નિચી થાય
મૂખપકી રકત કમલસમ લાલ
થયો બહુ રકત નયનનો તાલ,
ચઢે વળી વાંકી ટેઢી કમાન
ભ્રમર તણી ક્રોધ કરાળ સમાન.
ચંદ્ર વિષે ઝળકી રહ્યું ઝગ ઝગ શ્યામ કલંક
કમલ પૂઠે જયમ શ્યામ ભ્રમર ભમી રે' તો બહુ નિઃશાક
લંક સમ ભમરે મુખનો પાપ.—છકયો શો.

રામ— (૪૫)

દિનકર કુલકેરા ચંદ્ર હે ચંદ્રકેતુ !
રસ ભર અતિ હર્ષે બાઇને ભેટી લે તું.
હિમ શકલ સમાં આ તૂજ ટાઢાં શુભાંગે
મમહૃદય તણો એ, દાહ વહેલો વિરામે.

રામ (૪૬)

પાલી લેવા જગત ધરિશું કાય આ અશ્વ વેદે.
ક્ષત્રિ ધર્મે શરીર ધર્યું શું વેદના રક્ષણાર્થે,
સામર્થ્યોનો સમુદય શકે, પુંજ વા સૌ ગુણોનો,
મૂર્તિધારી સરવ જગના, રાશિએ પુણ્ય કેરો.

લવ (૪૭)

પ્રીતિ કરૂણાભીની વૃત્તિ, તે તણી વળી ગઇ સિમાજ આ જનમાં
મૂર્તિ રૂપ ધરા આવું. પરમ ધર્મ વસી રહ્યો શું એ જગમાં!

રામ (૪૮)

મન મહિં કંઇ હેતુ પ્રીતિ સૌને કરાવે
નહિ નહિ કદિ બાહ્યાકર્ષણે પ્રેમ આવે,
દિનકર ઉદયેથી પદ્મ પામે વિકાસ
શિતકર ઉદયેથી જો દ્રવે ચન્દ્રકાન્ત !

રામ (૪૯)

ખીલ્યું કઠોર કમલ દીસતું લગાર
ચીકણું પીન ગર્ભ પત્ર સુકુમાર
તે સમ અંગ તુંજ અડકતાં ગમાંગે
ચંદ્ર કિરણ ચંદન શીતલ મોદ વ્યાપે

રામ— (૫૦)

શકે ના તેજસ્વી પરતું દીપતું તેજ જીરવી
પડી એવી વૃત્તિ પ્રકૃતિ થકિ તે કૃત્રિમ નહિ
કરી તાતાં કીર્ણો દિનકર યદા તાપથા ધીકે
તદા અગ્નિમાવો પરિભૂત સમા કાં બળી ઉઠે !

કુશ— (૫૧)

દીર્ઘાયુ ભ્રાત ભવનું નૃપસૈન્ય સાથે
સંગ્રામ આભડ્યું, સખા! કહ્યું સત્ય તે શું!
તો આપમો ભુવનથી અધિરાજ શબ્દ,
શસ્ત્રાગ્નિ ક્ષત્રિયતણો શમિ જાઓ આજ.

રામ— (૫૨)

નવિન નીલજલદધીર ગર્જનાથી
તરત કળી ખીલે કદંબ વૃક્ષ કેરી
મમ બનાવ્યું તેમ, સહજ શબ્દ માત્રે,
પુલક યુક્ત સર્વ અંગ ગાત્ર ગાત્રે;
એ પ્રભાવ યુક્ત કોણ આ રૂપાળો?
દીપિત ઇન્દ્રમણિસમાન સહજ કાળો
વિકલ, ચંડ, રૂપ, ક્રોધથી કરાલ.
પ્રીતિ કરાવતો કુલીન કવણ બાલ!

કુશ— (૫૩)

ધન્ય મુજ ધન્ય ચાપ અવતાર!
ધન્ય તુજ પણછ તણો ટંકાર!
દીધી નિત્ય સૂર્ય પુત્ર મનુથીજ
અભય દાનની સુરપતિને રીજ;
તપે દમવા નિત્ય દર્પ કરાલ
ક્ષત્ર-શુર-અગ્નિ ઝાળ વિકરાલ;
પ્રતાપી એ રવિકુલના ભૂપ,
સર્વ ત્રિભુવન અતિ વીર્યે અનૂપ,
ભૂપ તે કુલના સહજે હાલ,
યુધ્ધ મચીરે મુજ ચંડ કરાલ,
ઝળક ઝળક ઝળકી રહે શસ્ત્ર શિખા અંબાર
તે થકી ચમકે તેજ ભરી તુજ પણછ ઉગ્ર આકાર,
પાર તુજ ભાગ્ય તણો નવધાર,—ધન્ય મુજ.

રામ— ( ૫૪ )

દષ્ટી ગણે તૃણ ત્રિલોકનું સત્ત્વ સર્વે;
ધીરોદ્ધતા ગતિ શકે ભૂમિને નમાવે;
કૌમારમાં પણ ગિરી સમ શો ગંભીર!
આવે શું ગર્વ રૂપ, કે રસ હોય વીર!

કુશ— ( ૫૫ )

પ્રસાદ આ રૂપ કેરો, પાવન કરતો પ્રભાવ શો ગાઉં!
રામાયણ કવિયે છે વાણી દેવીને ઉચિત કાર્ય સોંપ્યું!

રામ— ( ૫૬ )

જળથી પૂર્ણ જીમૂત તેસમસ્નિગ્ધ અંગને
ભેટવા મન ધારે છે વાત્સલ્યેથકી આજન.

રામ— (૫૭)

શું આ મારો ઝરી જઇ ઉભો દેહનો સ્નેહસાર!
કે ઉઠ્યું શું નીકળી સઘળું મૂજ ચૈતન્ય બહાર!
આનંદેથી રસ થઇ ગળ્યું ચિત્ત તેનો બન્યો એ!
જે ભેટ્યાથી અમૃતરસ શું અંગઅંગે ભરે છે.

રામ— (૫૮)

શરીર પ્રકૃતિનાથી સિદ્ધ લક્ષ્મી વિલાસે,
જનમન હરનારૂં કાન્તિવાળું દીપે છે;
મનહર કિરણોથી ઊજળાં રત્ન દીપે
અમલ કમલ દીપે બિન્દુ જેવાં મધુને.

રામ— (૫૯)

જયમ કપોત વૃદ્ધ કણ્ઠ ઝલક શ્યામ
શરીર તે સમાન શોભતું તમામ
શુભ સ્કંધ બાંધ વૃષભની સમાન
સરવ પૂર્ણ અનન અંગ અંગવાન
સિંહ શન્તિ ગભિર વીર ધીર ભાળે
દીપિત દષ્ટિ તે સમાન છે કરાળે

ગભિર ઘોર મંગલાર્થે જે મૃદંગ
સ્વર સુધીર તે સમાન છે અભંગ.

રામ— (૬૦)

પણ જનકસુતાનું જુજવું રૂપ તે તે
સ્ફુટ અહિં શિશુ ખેમાં ધારી જોતાં જણાયે
ફરીથી જગન ઉભું તે આવીને આંખ સામું
નવ કમલની લક્ષ્મીપૂર્ણ મોઢું પ્રિયાનું

રામ— ( ૬૧ )

મુક્તાસમા દંતની આ છબી તે !
તે ઓષ્ઠમુદ્રા વળી કર્ણ આ તે !
જો કે દીસે આંખડી રક્ત કાળી
આનન્દ આપે પણ તેહનો તે !

રામ— ( ૬૨ )

પ્રથમ પ્રેમ પુનિત દ્રષ્ટિ જે જડાયો,
વધી વિશેષ પરિચયેથી તે છવાયો,
તદપી ખેલતાં વિહાર વિજન રાચી,
સહજ લાજ લહી નયન દેતી ઢાળી;
રતિ વિલાસ એમ ખેલતાં હજાર,
કળાથી હાથ શરીર ફેરવી બહુ વાર,
ખેવડી ગેંજ ગર્ભગાંઠ પ્રથમ જાણી,
રસિલીએ તો દિવસ કેટલે પિછાણી.

કુશ— ( ૬૩ )

વિના સીતા દેવી શું શું ન દુઃખ વેઠે રઘુપતિ ?
પ્રિયાનાશે સ્હેજે જગત વગડોરે બધું બની.
પ્રીતિ એવી ઉંડી, વિરહ પણ આરા વણ રહ્યો
પુછે છે એમાં શું નવ તું જમ રામાયણ ભણ્યો

રામ— (૬૪)

ટળવળે, પ્રાણ હવે શું વિચાર !(૨)

ક્યાં તે પ્રેમ ઉમળકે વાધી (૨)
આનંદ પ્રીતિધાર—ટળવળે.
ક્યાં અન્યોન્યનું મન સમજી જે (૨)
બોલ ઝિલ્યા શતવાર!—ટળવળે.
ગહન પ્રીતિ કૌતુકરસ ઊંડા, (૨)
ખુટી ગયો ભંડાર!—ટળવળે.
સુખ દુઃખમાં પણ એકનું એકજ (૨)
ક્યાં તે હૃદય આવાર!—ટળવળે
એમ ગયું સવળું અવળું થઇ (૨)
પાપી! તને શી વાર?—ટળવળે

રામ— (૬૫)

પ્રિયાતણા ગુણ અગણિત, મન સાંભરતાં સહજ ઉભરાવે,
તેથી નજે જીરવાયે, તેજ કાલનું સ્મરણ કરાવ્યું મને!

રામ— (૬૬)

ટાઢું સ્વેદ જલેથી મન્દ ઢળાતા મન્દાકિની વાયુથા.
ઊડેલાં અલકે છવાઇ શશિશી જેની લલાટ દ્યુતિ
જેના ગાલ કલંક કુંકુમવિના છે ઉજળા કર્ણ છે
આભર્ણો વિણ રમ્ય સુંદર, રૂડું તે મૂખડું સાંભરે.

રામ— (૬૭)

બહુ ધાર્યાથી જે રૂપ ધરી રહે આગળ તરી
પ્રવાસે એ મૂર્તિ પ્રિયજન તણી શોક હરતી!
શમ્યો એ વિચાર, પ્રકટ જન વેરાન ઉઘડ્યું
કુકૂલાગ્નિ પુંજે હૃદય પડયું; રંધાય પછિ શું!

૬૮

કૌશલ્યા વૃધ્ધ વાલ્મીકિ જનક ને આવે વશિષ્ઠે મળી,
સાથે બેઇ અરુન્ધતી, કલહ સૌ આ બાલનો સાંભળી;
બીતી પૂર્ણ, જરાથા અંગ બથડે દૂરાશ્રમેથી બધાં,
મોડાં ચિન્ત ત્વરા કરે પણ થયાં, થાકે જડાઇ ગયાં.

રામ (૬૯)

જનક અને રઘુકુળના ગોત્રતણું જે મંગળમય ઠામ
તે શું ન કરશો એવા પાપી મુજપર વૃથા દયા નામ.

# (ભટજીનું ભોપાળુ),

## અંક ત્રીજો.

ભોળાભટ— (૭૦)

ભાઇ ભોળાજીરે હમે ભોળાજી
ગોળ ઘીના ભાવે ગોળાજી—ભાઇ ભોળાજીરે
સંધ્યા પૂજા બાંધી ઢાંકીએ બેસું જમવા કાજ
પરની નારી છે વઢકારી, ખાવા દે બંટી ભાજી—ભાઇ ભોળા-
ભણવા ગણવા નહી કક્કો તો પછી, કમાઇની શી વાત
ભારા ઘાસ તણા વેચીને, રાખું રંડાને રાજી—ભાઇ ભોળા-
પણ બૈરી તે બૈરી આખર કરે રોજ કંકાસ
ગાંડો ઘેલો મિજાનો માટી, કરૂં એટલી પતરાજી-ભાઇ ભો-

કમાલખાં ભોળાભટ હીરીયો હજામ (૭૧)

(લ-હ) ચાલ તું શું કરે છે વાર, (૨)(ભ)જાઓજે થાયે તે કરો (૨)
(કમા) મદતમેં આયગા તું મા:. (૨) (ભ)જાઓ મીનાં પીરતે ફીરો. (૨)
(ભ-હ) કેમ તું આવતો નથી (૨) વાતને છોડતો નથી (૨)

(કમા) લેલેઅચ્ચા તું લે અભી (૨) (ભ) અરે મીયાં
મુઓ મુઓ (૨)
(કમા) મેં હું બડા કમાલખાં (૨) (ભ) ભાઇ ભોળો છે
મારૂં નામ (૨)
(કમા)બકતાહેકયાતું બેઇમાન (૨) (ભ)હા હા હું વેદ
છું ખરો (૨) ચાલ
(હ-હ) ખાધો હવે તે ખુબ માર(૨) (ભ) વાગી ગયા છે
મારા બાર (૨)
(કમા) ચાલતું બેદ ચાલ યાર (૨)(ભ) ચલો.મિયા ઉઠે
ચલો ચાલ.

નથ્થુકાકા (૭૨)

ગોટપીટ સોટપીટ ભણે વાણીયો તેથી શું સુધરે સંસાર (૨)
હીંગતોળુંકેરાધંધાના, છેકજ વાગી જાશે બાર (૨)
નામું હામું શીખ્યો માંડતાં, બેસી દુકાને ભરતો પેટ (૨)
જો તે ઇંગ્રેજી કદિ ભણીયો, પછી કોણ વાણોતર શેઠ (૨)
સાડાસાતના પામાં સઘુ ભણતર તેનું પુરૂં થાય (૨)
ઇંગ્રેજી શારતર ભણવાથી, શું તેના ઘરમાં રંધાય (૨)
વાણીયા મુછ નીચી તે નીચી, ઉંચી કરી ફરશે તે બાઇ (૨)
ફોકાબગાડુ ને વરણાગીયા, કોડીની નહી મળે કમાઇ (૨)

(૭૩)

નગર ન[illegible]ાવ હૃદય ધારી, કર્યા હમને બહુ આભારી
પરકૃતિ[illegible]માંથી ચુંટિ ચુંટીને
ખડો કર્યો આ તંત્ર
તોપણ એને સમજી લેજો
મહા દુ:ખ મોચન મંત્ર

} સાખી

હર્ષ સુખકારી, સજન મન જોજો વીચારી—નગર

પ્રથમારંભે કહી બતાવ્યો
પ્રગટ એક ઉદ્દેશ
દુષ્કાળે દુઃખી જન કેરા
તનના હરવા ક્લેશ } સાખી

વેશ આ નાટકનો ધારી, રમ્યાં અર્ધી રાત હમે સારી—નગર

બાળક બુદ્ધિ બાળક ચેષ્ટા
પળ પળમાં પલટાય
ભાષણ વાંચન લાખ શીખામણ
એ સહુ એળે જાય } સાખી

નિદર્શન ફક્ત અસરકારી, ગુપ્ત એ મંત્ર ચમત્કારી—નગર

વડિલજનો ચેતી લો ચિતમાં
સમય બણો વિપરીત
સત્કૃતિથી સૂનિદર્શન આપો
જો ચાહો હમ હીત } સાખી

વચન આ બાળકનાં ધારી—મુકો નહીં ઉંચા વિસારી—નગર

ભલે અજ્ઞજન નિંદો હમને
ભલે દીયો ગાળો
સુજ્ઞ જનોને વિનતિ હમારી
અમી દૃષ્ટી ભાળો } સાખી

સ્પષ્ટ હું વાતો ઉચ્ચારી જોડું કરી સલામ નરનારી.
નગરજન ભાવ હૃદય ધારી, કર્યાં હમને બહુ આભારી.

શાંતિ——સમાપ્ત——શાંતિ

# વિનંતી પત્ર.

આ પ્રયોગ થી સુરત નાગર એસોસીએશનના સભાસદોએ દુકાળમાં પીડાતા અનાથોનાં દુઃખ નિવારણાર્થે સુરતના શોખીલા શેહેરીઓ સન્મુખ ભજવી બતાવ્યો હતો. આનો હેતુ કાંઇ પણ નફો નહીં કરતાં માત્ર સાર્વજનિક ધર્માદા કામમાંજ નાણાનો ઉપયોગ કરવાનો હોવાથી નાગર જેવી ઉચ્ચ તથા પ્રતિષ્ઠિત જ્ઞાતિના ઉત્સાહી જુવાનો આ પ્રયોગ ભજવી બતાવવા તૈયાર થયા અને એવા પ્રયોગમાં જ્ઞાન. તથા રમુજ બન્ને મળે એવા મુદ્દાથી એક આખું ગુજરાતી નાટક નહિ કરતાં વિદ્યાર્થીઓને છાજે તેમ ઇંગ્રેજી તથા ગુજરાતી સાહિત્યમાં સુપ્રસિદ્ધિ પામેલા સાક્ષરોના ગ્રંથોમાંથી ઉત્તમ ભાગો પાઠ કરી તે નાટક રૂપે ભજવી બતાવવામાં આવ્યા છે. આ પ્રમાણે આ પ્રયોગ જ્ઞાન તથા ધર્મની વૃદ્ધિને અર્થે હોવાથી જે પ્રસિદ્ધ સાક્ષરોની કૃતિનો ઉપયોગ કરવામાં આવ્યો છે તે સુજ્ઞ જનોની પરવાનગી મેળવવાનો સમય રહ્યો નહોતો તેથી આ[illegible] અનુમતિ મળેલી સમજી તેમનો હમાર[illegible] પ્રદર્શીત કરીએ છીએ.

સુરત.

તા૦ ૨૫ મે ૧૯૦૦.